# વિદ્યાર્થી વાંચનમાળા

છૂટક એક શ્રેણી ૧-૮-૦ પોસ્ટેજ પાંચ આના વધુ | પાંચ શ્રેણીના ૮-૦-૦ [ પોસ્ટેજ સાથે ]

દશ શ્રેણીના એક સાથે રૂ. ૧૫-૦-૦

| પ્રથમ શ્રેણી | બીજી શ્રેણી | ત્રીજી શ્રેણી |
|---|---|---|
| ૧ શ્રીરામ | ૨૧ આદ્યકવિ વાલ્મીકિ | ૪૧ મહામુનિ વશિષ્ઠ |
| ૨ શ્રીકૃષ્ણ | ૨૨ મુનિરાજ અગસ્ત્ય | ૪૨ [illegible] |



| | | |
|---|---|---|
| ૧૭ શ્રીદયાનંદસરસ્વતી | ૩૮ પંડિત મદનમોહન માલવીય | ૫૭ શ્રી અરવિંદ ઘોષ |
| ૧૮ લોકમાન્ય ટિળક | ૩૯ સરદાર વલ્લભભાઈ | ૫૮ વીર વિઠ્ઠલભાઈ |
| ૧૯ મહાત્મા ગાંધી | ૪૦ શ્રીમતી સરોજિની નાયડુ | ૫૯ પ્રો. ધોંડો કેશવ કર્વે |
| ૨૦ રવીન્દ્રનાથ ટાગોર | | ૬૦ શ્રી એનીબેસન્ટ |

# આગ્રા



પ્રાચીન સમયથી આજપર્યંત હિન્દમાં ઘણાં સામ્રાજ્યો થયાં અને ગયાં. એમાંનાં કેટલાંકનાં સ્મારકચિહ્નો છે અને કેટલાંએનાં નથી. હિંદનું આવું છેલ્લું સામ્રાજ્ય તે મોગલ સામ્રાજ્ય. મોગલ બાદશાહોએ બંધાવેલા મહેલો અને મસ્જિદો, સરોવરો અને બગીચાઓ, એ સમયનાં હિંદનાં નગરોમાં જ્યાં ને ત્યાં નજરે પડે છે. આ નગરોમાં મોગલ મહારાજ્યનાં પાટનગરો દિલ્હી અને આગ્રા અનુપમ છે. મોગલકળા-કારીગરીનાં એ અણમોલાં ધામ છે. એ બન્નેમાં દિલ્હી પુરાતન છે. એની પાછળ સૈકાઓનો ઇતિહાસ છે. મહારાજ્યોનાં અવશેષોથી એ ભર-

પૂર છે, છતાં મુસાફરના મન પર જેટલી આગ્રાની સુંદર છાપ પડે છે તેટલી દિલ્હીની પડતી નથી, કારણ આગ્રામાં તાજ છે. એ તાજમહાલે વિશ્વની સઘળી ઇમારતોને ઝાંખી પાડી છે. આલમની એક અજાયબી તરીકે એ લેખાય છે.

મોગલો હિંદમાં આવ્યા તે પહેલાં આગ્રા જમનાને કિનારે એક નાનકડું શહેર હતું. રાજખટપટોનો એને શિરે ભાર ન હતો. જમનાના રસાળ પ્રદેશમાં આવેલાં ગામડાંનું એ બજાર હતું. અહીં દિલ્હીના લોદી સુલતાનોએ કિલ્લો બંધાવવાનો મનસૂબો કરેલો. એ માટે પાયો પણ નાખેલો, પરંતુ એ કિલ્લો કરાવવાનું એમના ભાગ્યમાં ન હતું. બાબર અને હુમાયુ પછી અકબર દિલ્હીની ગાદીએ આવ્યો. એના રાજ્યનાં પ્રથમ વર્ષો એની સત્તા જમાવવામાં ગયાં. પછી એણે રાજધાની બદલવાનો નિશ્ચય કર્યો. આગ્રા પર એની નજર ચોંટી. લોદી સુલતાનોએ પસંદ કરેલી જગ્યા એને પણ પસંદ પડી અને આગ્રાના મહેલો અને કિલ્લો બંધાયા. દિલ્હીને બદલે આગ્રા મોગલ સલ્તનતની રાજધાની બન્યું.

આગ્રાનાં માન વધ્યાં, પરંતુ ઝાઝી વાર

એ ટકવાનાં ન હતાં. અકબરની ઉંમર ત્રીશ વર્ષની થઇ છતાં એને એકે સંતાન ન જીવ્યું. સંતાન માટે એ સિક્રિના સંત પાસે આવ્યો. એ સંત તે શેખ સલીમ ચિસ્તિ. શેખ સાહેબના આશીર્વાદથી અકબરને ત્યાં પુત્રનો જન્મ થયો અને એ જીવ્યો પણ ખરો. એ પાક ફકીરના નામ પરથી કુંવરનું નામ પણ અકબરે સલીમ રાખ્યું. આ સિક્રિની પાસે જ ફતેહપુર આવ્યું. રાણા સંગને હરાવી આ ફતેહપુરમાં જ બાબરે દરબાર ભરેલો. આથી આ સ્થળનાં માન અકબરને મન વધ્યાં. ફતેહપુર સિક્રિના રાજમહેલો બંધાયા, અને આગ્રા છોડી અકબરે ફતેહપુર સિક્રિમાં વાસ કર્યો.

અકબરના જીવનનો મોટો ભાગ સિક્રિમાં ગયો, છતાં આગ્રા તદ્દન તજી દેવાયેલું ન હતું. સલીમ જહાંગીર નામ ધારણ કરી ગાદીએ આવ્યો ત્યારે ફરીથી આગ્રા પાટનગર બન્યું. સલીમની આખી કારકિર્દી આગ્રામાં ગઇ. શાહજહાંએ પણ આગ્રાના કિલ્લામાં ઘણી મહેલાતો ઊભી કરી, તાજ બંધાવ્યો છતાં એનો મકાનો બંધાવવાનો શોખ પૂરો ન થયો. એજ જમનાને કાંઠે દિલ્હીમાં

એણે શાહજહાનાબાદ વસાવ્યું અને રાજધાની પાછી આગ્રામાંથી દિલ્હીમાં ગઇ. મોગલ સામ્રાજ્યના અંત સુધી તે દિલ્હીમાં જ રહી. આમ આગ્રા અકબર, જહાંગીર અને શાહજહાન સમા ત્રણ ત્રણ મોગલ સમ્રાટોનું પાયતખ્ત હતું. એ દરમિયાન આગ્રા અને સિક્રિની આસપાસ ઘણીએ ઇમારતો થઇ. એમાંની મુખ્ય તે (૧) આગ્રાના કિલ્લાની મહેલાતો (૨) ફતેહપુરસિક્રિની મહેલાતો (૩) તાજમહાલ (૪) ઇતિમદ્-ઉદ્-દૌલાની કબર અને (૫) સિકન્દરામાં આવેલી અકબરની કબર છે. આ ઇમારતો રાતા પત્થર કે આરસની બાંધેલી છે. સામ્રાજ્યની અઢળક દોલત એમની પાછળ વેરાયેલી છે. મોગલકળાકારીગરીની જીવંત મૂર્તિઓ સમી એ આગ્રાના પ્રદેશમાં ઊભી છે અને પ્રેક્ષકોનાં મનરંજન કરે છે. હિન્દ એક જંગલી દેશ છે એવું કહેનારાઓને આ ઇમારતો પડકાર કરે છે કે જંગલીઓને હાથે આવી ઇમારતોનાં સર્જન ન થાય. જે હિન્દે આ ઇમારતો બાંધી છે તે જંગલી કેમ કહેવાય ?

## આગ્રાનો કિલ્લો

આ કિલ્લો વર્તુળાકારે જમનાના જમણા

કિનારે આવેલો છે. શહેરથી બે એક માઇલ એ દૂર છે. એને ફરતી રાતા પત્થરની બે જંગી દિવાલો છે. બહારની દિવાલની ઊંચાઇ ૪૦ ફૂટ છે, જ્યારે અંદરની ઊંચાઈ ૭૦ ફૂટ છે. દિવાલોને ફરતી બે ખાઇઓ છે. એક ખાઈની પહોળાઇ ૨૫ ફૂટની અને બીજીની ૩૦ ફૂટની છે. આ દિવાલોમાં ચાર દરવાજા છે. એમાંનો એક દરવાજાને પાણી દરવાજો [Water gate] કહે છે. એ દરવાજા આગળ જમના કિલ્લાની દિવાલને અડકીને વહે છે. મોગલોના વખતમાં આ દરવાજામાંથી કિલ્લામાં હોડીઓ આવતી અને જતી. હાલમાં કિલ્લામાં જવા અમરસિંહ દરવાજો ખુલ્લો રહે છે. કિલ્લાની એ મજબૂત દીવાલો, બૂરજો અને ફરતી ખાઇઓ જોતાં મોગલ સમયનું હિન્દ પ્રેક્ષકની નજર સમક્ષ ખડું થાય છે.

કિલ્લાની અંદરના વિસ્તારને સહેજે ત્રણ વિભાગમાં વહેંચી શકાય. એક વિભાગમાં છાવણી, બીજામાં શાહી મહેલાતો અને ત્રીજામાં અમીર ઉમરાવો અને શાહી સોદાગરોનાં નિવાસસ્થાનો આવેલાં છે. અકબરે બંધાવ્યો માટે આ ગઢને અકબરાબાદી કિલ્લો પણ કહેતા. કિલ્લાના આ

અવશેષોમાં (૧) દીવાનેઆમ (૨) દીવાનેખાસ (૩) ખાસ મહેલ (૪) શીશ મહેલ (૫) મોતી મસ્જીદ (૬) નગીના મસ્જીદ (૭) અંગુરી બાગ (૮) જહાંગીરી મહેલ (૯) જોધબાઈનો મહેલ અને (૧૦) મીના બજાર મુખ્ય છે.

દીવાનેઆમ અકબરે બંધાવેલું. અહીં બાદશાહની સમક્ષ કોઇ પણ વ્યક્તિ પોતાની ફરિયાદ રજૂ કરી શકે. દીવાને આમનું સિંહાસન અને બેગમો કચેરીનું કામ જોઇ શકે એ માટે ઓરંગઝેબે કરાવેલી આરસની જાળીઓ ખરેખર સુંદર છે. દીવાને ખાસ શાહજહાંએ બંધાવેલું. અહીં અમીર, ઉમરાવો તથા પરદેશી એલચીઓ સાથેના કામની પતાવટ થતી. જમનાની બાજુમાં એ આવેલું છે. એની દિવાલો પરનાં કવિતો વાંચકના મનમાં કેટલાએ કોમળ ભાવો ઉત્પન્ન કરે છે. આરસની આ બન્ને ઈમારતો અલૌકિક છે.

મોતી મસ્જિદ શાહજહાંએ બંધાવેલી. આખાએ હિન્દમાં એ એક અજોડ મસ્જિદ છે. અંદરના સઘળા ભાગમાં આરસ છે. એની સુંદર કમાનો, કમાનો પરનાં કવિતો, કલામય થાંભલાઓ તથા ચોગાનમાં આવેલા કુંડ અને

છાત્રાલય પ્રેક્ષકને ખુશ કરે છે. કહે છે કે એ મસ્જિદને બાંધતાં સાત વરસ ગયેલાં અને ૧૩ લાખ કરતાં વધારે રૂપીઆનો ખર્ચ થયેલો. નગીના મસ્જિદ ઓરંગઝેબે બંધાવેલી. અહીં મોગલ બાનુઓ પ્રાર્થના માટે આવતી, ફરસબંધી પર આસનો જડયાં છે એ પર બેસતી અને આ મનમોહક વાતાવરણમાં ખુદાની બંદગી કરતી. પાસેના એક ઓરડામાં આગ્રાની શિયાળાની સખત ઠંડીમાં હાથ ધોવા ગરમ પાણીની સગવડ રહેતી, કારણ હાથ મોં ધોઇ પવિત્ર થયા પછી જ પ્રાર્થના થઇ શકે. સાચા દિલની અંતઃકરણની પ્રાર્થના માટે આ સઘળી બાહ્ય સામગ્રીની જરૂર રહે છે.

શીશ મહાલને અરીસા મહાલ કહીએ તો પણ ચાલે, કારણ કે કારીગરોએ અરીસાના નાના નાના ટુકડાઓ ગોઠવી અસંખ્ય સુંદર આકૃતિઓ રચી છે. આ મહેલોમાં બે ઓરડાઓ છે. ઉપર આરસની બે ટાંકીઓ છે. એક ટાંકીમાંથી બીજી ટાંકીમાં જતું પાણી સુંદર દૃશ્યો ખડાં કરે છે. સાથે સાથે આગ્રાની ઉનાળાની સખત ગરમીને ઓછી કરે છે. ખાસ મહાલ એકલા આરસનો

છે. એ પણ શાહજહાનની કૃતિ છે. આ મહેલની દિવાલો પર એ જમાનાના પ્રખ્યાત ચિત્રકારોએ ચિતરેલાં મોગલ શહેનશાહોનાં તૈલચિત્રો રહેતાં. એની છત અને દીવાલો પર સુંદર સોનેરી આકૃતિઓ હતી. ભરતપુરના જાટોએ આગ્રા લીધું ત્યારે આ વસ્તુઓનો નાશ કર્યો. એ વિનાશમાંથી બચેલા કેટલાક ભાગ અસલી વસ્તુનો ખ્યાલ આપે છે.

જહાંગીરી મહાલ રાતા પત્થરનો છે. એ મહેલમાં ભાગ્યે જ એવી કોઇ જગ્યા હશે જ્યાં કલામય કોતરણી ન હોય. મોગલ સ્થાપત્યની સર્વાંગ સુંદરતા અહીં નજરે પડે છે. એની એક બાજુએ પુસ્તકાલય છે, જ્યારે બીજી બાજુએ જોધબાઈનો મહેલ છે. આ મહેલના ચોગાનમાં એક ટાંકી છે. એક જ પત્થરમાંથી એ કોરેલી છે. એને જહાંગીરી કુંડી કહેવામાં આવે છે.

અંગુરી બાગ મોગલ સમયના બાગોનો સુંદર ખ્યાલ આપે છે. એમાં ઝાડ નથી પરંતુ ફૂલોના ક્યારાઓ છે. આરસજડિત રસ્તાથી એના ચાર ભાગ થાય છે. મધ્યમાં એક નાનકડું

સરોવર છે. અહીંયાં બેગમો સ્નાન કરતી. યોગ્ય જગ્યાએ ફુવારાઓની ગોઠવણુ છે. કહે છે કે આ બાગની રસાળ જમીન કાશ્મિરથી આણેલી. બાગમાં દ્રાક્ષના વેલાઓ હશે માટે એને અંગુરી બાગ કહ્યો છે. અંગુરી બાગનાં સઘળાં મકાન આરસનાં છે. એ સઘળાં સર્વાંગે સુંદર છે.

મીના બજાર એટલે અમીર ઉમરાવોની શાહજાદીઓ અને બાનુઓનું બજાર. દીવાને-આમ પાસે એ આવેલું છે. અહીંથી તેઓ ઘરેણાં અને વસ્ત્રભૂષણો ખરીદતી. બાદશાહ સિવાય આ બજારમાં બીજો કોઇ પુરુષ આવી ન શકતો. અહીંના માછલી ભવનમાં રાજાઓ માછલી પકડવાની મજા લેતા અને હમામખાનાં સ્નાન કરવાને સર્વ માટે ખુલ્લાં રહેતાં.

અહીંના સુમન બુર્જને Jessamine Tower પણુ કહે છે. Jessamine એટલે જાઈ. આ મહેલની દીવાલો પર જ્યાં જુઓ ત્યાં જાઇની વેલો ચીતરેલી છે. એકલા આરસનો એ બાંધેલો છે. પેલી જાઈની વેલો ઉપરાંત દીવાલો પર અંદરના ભાગમાં અસંખ્ય રંગબેરંગી પત્થરની અને

રત્નોની આકૃતિઓ છે. જેટલું આ મહેલનું સૌન્દર્ય છે તેટલો જ એનો વિષાદ છે. શાહજહાન એનો બંધાવનાર. એજ શાહજહાન ઔરંગઝેબને હાથે આ મહેલમાં કેદી બન્યો. આ જ સમન બુર્જમાં શાહજહાંએ એનો છેલ્લો શ્વાસ લીધો અને એ લેતાં લેતાં તાજ તરફ એણે એની મીટ માંડી. મુમતાઝનો દેહ પડયે વરસો વીત્યાં. એનાં અસ્થિ પર એણે તાજ બંધાવ્યો. એ તાજ અને એ મુમતાઝ છેલ્લી ઘડી સુધી એના લક્ષ બહાર ન ગયાં. રાણી માટેનો શાહજહાનનો કેટલો અગાધ પ્રેમ ! અને આ આખો બનાવ કેટલી શોકમય ઘટના !

આવા આગ્રાના કિલ્લાના અવશેષો છે. મકાનોનાં ખાલી ખોખાં છે. આજે એ મકાનોમાંથી એમનો મોગલાઈ આત્મા ઊડી ગયો છે એટલું જ નહિ પણ શત્રુઓને હાથ એમનો દેહ તૂટેલો છે, છતાં આજે પણ એ સુંદર છે, શોભાસ્પદ છે, મનમોહક છે. જ્યારે આગ્રાનો આ કિલ્લો જીવંત હશે ત્યારે કેટલો સુંદર હશે તેનો ખ્યાલ તો પ્રેક્ષકોએ પોતાની કલ્પનાથી કરવો રહ્યો.

**સિકન્દરા**

આગ્રાથી ચારેક માઈલ એ દૂર છે. સિકન્દર

લોદી નામના પઠાણ બાદશાહના નામ પરથી એનું નામ સિકન્દરા પડયું છે. અહીં અકબરની કબર છે. એકલા અકબરની નહ પણ મોગલ શાહી કુટુંબનાં ઘણાં સ્વજનોની નાની મોટી કબરો છે. અકબરે જાતે જ જગ્યા પસંદ કરી પોતાની કબર ચણાવવા માંડેલી, પરંતુ એ પૂરી થાય તે પહેલાં એનો દેહ પડયો; એટલે જહાંગીરે એ પૂરી કરાવેલી. કબરની આજુબાજુના ચોગાનમાં કેટલાએ કૂવા છે. પહેલાં ફરતી દીવાલ હશે, પરંતુ હાલ તો તારની વાડ છે અને દીવાલનો ફક્ત પાયો જ જણાય છે.

સિકન્દરાની આ કબરનો મુખ્ય દરવાજો અને કબર જોવા લાયક છે. દિલ્હી આગ્રાની આલેશાન ઈમારતો આગળ એ ઝાંખી પડે છે, પરંતુ એ સઘળી ઇમારતોના રચનારાઓને આ ઈમારતમાંથી જરૂર પ્રેરણા મળેલી હોવી જોઇએ. આગ્રા પાસેથી એને ઉપાડી બીજી જગ્યાએ મૂકીએ તો જરૂર આજુબાજુના પ્રદેશમાં કળા કારીગરીના સુંદર નમૂના તરીકે એ લેખાય.

સિકંદરાનો મુખ્ય દરવાજો રાતા પત્થરનો છે. રંગિત પત્થરથી એમાં સુંદર આકૃતિઓ

રચેલી છે. જ્યાં આજે સાદા પત્થરો દિસે છે ત્યાં એક વખત સોનેરી અને રૂપેરી કલામય ફૂલવેલો હતી, પણ એ સઘળું વિનાશના મુખમાં ગયું. દરવાજાને હાલમાં સમરાવવામાં આવ્યો છે. એને ચાર ખૂણે ચાર મિનારા છે. એ મિનારાથી એ અધિક સુન્દર લાગે છે. દરવાજાની કમાન પર પરસીઅન ભાષામાં સુંદર કવિતો કોરેલાં છે. એ કવિતોમાં અકબરની મહત્તાનાં તથા આ જગ્યાની સુંદરતાનાં ગુણગાન છે.

કબરની મુખ્ય ઇમારત પાંચ મજલાની છે. ભોંયતળીએ અકબરની કબર છે. સોનેરી અને રૂપેરી અક્ષરોમાં કુરાનની કલામો અને સુંદર ફુલવેલો ભીંતો પર હતાં, પરંતુ જાટોને હાથે એ નષ્ટ થયાં. હાલ તો કબર પર આરસની એક શિલા છે. એ શિલા પર ઓઢાડવા મશરૂની સુંદર ચાદરો બરદ્વાનના મહારાજાએ ભેટ આપેલી છે. કબરની ઉપર એક ઝુંમર છે. રાતદિવસ એ ઝુંમરના દીવાઓ બળ્યા કરે છે. આ સઘળું એક ગંભીર વાતાવરણ ખડું કરે છે. ત્રીજા મજલા પર એક વિશાળ ચોગાન છે, એમાં એક શિલા છે. કહે છે કે ૪૦૦ મણ જેટલું એનું વજન છે.

અકબરની એ સ્મારક કબર છે. એ શિલાના માથા આગળ એક નાનો આરસનો સ્થંભ છે. કહે છે કે એ સ્તંભ પર જગવિખ્યાત કોહીનુર મૂકવામાં આવતો. આ સ્મારક પર પણ સુંદર વેલો છે. એમાં ખુદાનાં ૯૯ જેટલાં નામ કોરેલાં છે. બાકીના મજલાઓ પણ શરૂઆતના મોગલ સ્થાપત્યના સુંદર નમૂનાઓ છે.

## ઇતિમદ્-ઉદ્-દૌલાની કબર

ઇતિમદ્-ઉદ્-દૌલા તે નુરજહાનના પિતા અને જહાંગીરના એક સમયના મુખ્ય પ્રધાન. ઇરાનથી દેશવટો લઇ એ હિન્દ આવેલા. માર્ગમાં નુરજહાનનો જન્મ થયેલો. નુરજહાનનો માર્ગમાં ત્યાગ અને ફરીથી લઇ આવવાનો પ્રસંગ એમના દુ:ખભર્યા દિવસોની દર્દમય કહાણી છે, પરંતુ ભાગ્ય ફરતાં સઘળું ફરે છે. હિન્દમાં આવ્યા, એમની આબાદીના દિવસો શરૂ થયા ને ક્રમે ક્રમે જહાંગીરના મુખ્ય પ્રધાન બન્યા. જ્યારે એ ૧૬૨૨માં મરણ પામ્યા ત્યારે નુરજહાને એમની આ કબર બાંધી. એજ કબરમાં નુરજહાનની માતાની તથા ભાઇ અસફખાનની કબરો છે. અસફખાનની શાહજાદી તે મુમતાઝ. અસફખાન

પણ શાહજહાનના સમયમાં મુખ્ય પ્રધાન બનેલો. આમ જમનાના ડાબે કિનારે ઇરાનથી વખાના માર્યા નાસી આવેલા ઇતિમદ્-ઉદ્-દૌલાના સ્વજનોની કબર છે. આગ્રાથી બે એક માઇલ એ દૂર છે. નુરજહાનનો વિચાર તો સોના રૂપાની કબર કરાવવાનો હતો, પરંતુ કારીગરોએ એ પ્રમાણે કરવા સલાહ ન આપી.

આ કબરનો દરવાજો સુંદર છે. ચોગાનમાં બાગ છે. એ બાગમાં અગાઉ ફળાઉ ઝાડ હતાં. બાગને પાણી પાવાની નીકો તથા ટાંકીઓ આજપર્યંત મોજુદ છે. કબર એકલા આરસની છે. એ પરનાં સ્મારક "ખટ્ટુ" નામના પત્થરનાં છે. સૌન્દર્ય, શિલ્પ તથા સ્થાપત્યની દૃષ્ટિએ મોગલાઇ સમયનાં તાજ સિવાયના બીજા કોઇ મકાનથી એ ઊતરે એમ નથી. એના મિનારા, કમાનો, ફૂલવેલો, આરસની જાળીઓ તથા સોનેરી રૂપેરી અક્ષરોમાં કોતરેલી કુરાનની કલામો એને સુંદર તથા શોભાયમાન બનાવે છે.

આ કબરની પાછળ એક મકાન છે. એ મકાનના ઝરૂખામાં એક માછલી છે. ચોમાસામાં જમનામાં પૂર આવે અને આ માછલીએ પાણી

અડે ત્યારે કહેવાય છે કે અલ્હાબાદના જૂના શહેરમાં પાણી ફરી વળે છે. મહેતાબ બાગ, ચીની કા રોઝા, આરામ બાગ તથા છત્રી ઝેહ્રા જેવાં સુંદર સ્થાનો જોવા જવા અહીંથી સહેલાઇથી જઈ શકાય છે.

## ફતેહપુર સિક્રિ

આ નગરની સ્થાપના વિશેની વાત ઉપર આવી ગઇ. આજે એ ખંડેર સમાન છે. આગ્રાથી ૨૪ માઇલ દૂર છે. બારેક ચોરસ માઇલનો એનો વિસ્તાર છે. શહેરને ફરતી ચોમેર ૫૦ ફૂટ ઊંચી અને ૬ ફૂટ પહોળી રાક્ષસી દીવાલ છે. એ દીવાલમાં આઠ વિશાળ દરવાજા છે. અંબાડી સાથે હાથી સહેલાઇથી એમાંથી પસાર થઇ શકે. દીવાલ તોડી રેલ રસ્તો બાંધ્યો છે. રેલ્વેનું સ્ટેશન પણ આ દિવાલોની અંદર છે. આખુંએ નગર રાતા પત્થરનું બાંધેલું છે. સિક્રિ અને આગ્રાની ઇમારતોમાં રાતા પત્થરનો છૂટથી ઉપયોગ થયો છે, કારણકે સિક્રિ પાસે રાતા પત્થરની ખાણો છે. બજારના અને મહોલ્લાઓના રસ્તા પણ એજ પત્થરથી જડેલા છે. સિક્રિના ખંડેરોમાં રખડુની જિજ્ઞાસાને પોષે એવી ઘણીએ વસ્તુઓ છે, પરંતુ અહીંના

થોડાએક કલાકોમાં યાત્રીને તો (૧) બુલંદ દરવાજા (૨) જુમ્મા મસ્જીદ (૩) શેખ સલીમ ચિસ્તીની કબર (૪) દિવાનેખાસ અને આમ (૫) મિરિયમ અને જોધબાઇના મહેલો (૬) પંચ મહાલ તથા હયશાળા અને હાથીશાળા જોઇને જ સંતોષ માનવો રહ્યો.

બુલંદ દરવાજા જેવો વિશાળ દરવાજો દિલ્હી આગ્રામાં પણ નથી. જમીનથી ૧૭૬ ફૂટ જેટલી એની ઉંચાઇ છે. ૧૬૦૧માં એ ચણાવેલો. અકબરે દક્ષિણમાં ખાનદેશ જીત્યો તેના સ્મારક તરીકે પોતાની અજેય સત્તાની ટહેલ નાખતો આ બુલંદ દરવાજો એણે બંધાવ્યો. આરસ અને રાતા પત્થરના સુમેળથી એની સુંદર કૃતિ રચાઇ છે. ઘડીકભર મુસાફર અહીંની મૃત શાંતિમાં દરવાજા નીચે ઊભો રહે છે અને અકબરના સમયનું જીવતું સિક્રિ કલ્પનાની પાંખે ચઢી જુએ છે. એને અહીં જ અનાદિ કાળની શાશ્વતતા તથા અમર મનાતી મનુષ્યકૃતિઓની ક્ષુલ્લકતાનું ભાન થાય છે.

આ દરવાજાની બાજુમાં જુમા મસ્જિદ છે. સિક્રિની એ અતિ વિશાળ ઇમારત છે. ૫૪૨

ફૂટની એની લંબાઇ છે અને ૪૩૮ ફૂટની એની પહોળાઈ છે. અકબરના સમયના માણસોથી ઉભરાતા સિક્રિમાં શુક્રવારે નમાજ પઢવા આવી વિશાળ મસ્જિદ જોઇએ જ ને. દિલ્હીની જુમા જેટલી એમાં નકશી નથી, છતાં બંદગી કરવાના ઓરડાની નકશી કોઇ રીતે ઊતરે એમ નથી.

શેખ સલીમ ચિસ્તીની કબર:— જે પાક ફકીર પ્રત્યેના માનને લઇને અકબરે રાજધાની બદલી, એ ફકીરની એણે બંધાવેલી આ કબર છે. એની શોભામાં શી મણા હોય? એની કોતરણીવાળી આરસની જાળીઓની તાજની જાળીઓ સિવાય બીજું કોણ સ્પર્ધા કરી શકે? આ જાળીઓનાં કાણામાં બાંધેલા થોકલાબંધ રંગિત દોરા હજુએ શેખ સાહેબની લોકપ્રિયતા દર્શાવે છે. કેટલાય ભાવિક યાત્રીઓ અહીં આવે છે ને કબર પાસે જાત જાતની વાંચ્છનાઓ આવી કરે છે. જ્યારે એ કામનાઓ પૂરી થાય ત્યારે ફરીથી પાછા આ કબરના દર્શને આવે છે અને પોતાની બાધાઓ ઉતારે છે. આ કબરનો ઘુમટ અને રચના સુંદર છે. શેખ સાહેબ ગયા છતાં લોકહૃદયમાં એ ચિરંજીવી રહ્યા છે

દિલ્હી આગ્રાની માફક અહીં પણ દીવાને-ખાસ અને આમ છે. આ દીવાનેખાસની એક વિશેષતા છે. અહીંના દીવાનેખાસમાં અકબરની ધર્મસભા મળતી. વિદ્વાન ધર્માચાર્યો અકબરના આમંત્રણથી સિક્રિમાં આવતા અને પોતાના ધર્મનું તત્ત્વજ્ઞાન અકબરને સમજાવતા. અકબર બહુ ભણેલો ન હતો, છતાં વિદ્વજ્જનોના સંસ-ર્ગથી એની બુદ્ધિ ખીલી હતી. આ ધર્મસભાને બેસવા દીવાને ખાસમાં વિચિત્ર રચના છે. એ વિશાળ ઓરડાની વચમાં એક સ્તંભ છે. આ સ્તંભ પણ વિચિત્ર રીતે શણગારાયેલો છે. ઉપરથી એ પર અકબર પલાંઠી વાળી બેસતો. એ સ્તં-ભને ચાર ગેલેરીઓ, ઓરડાની ફરતી ગેલેરી સાથે જોડે છે. આ ગેલેરીઓ ઝરૂખાની માફક અદ્ધર છે. અહીં પેલા વિદ્વાનોનાં આસન રહેતાં. એક પછી એક ધર્માચાર્ય ઊભા થતા અને દર-બારી પોષાકમાં બેઠેલા અકબરને ધર્મજ્ઞાન આ-પતા. આ વખતનું દૃશ્ય કેવું સુંદર લાગતું હશે!

આ જ દીવાનેખાસના ચોગાનમાં અકબર શેતરંજ ખેલતો. સફેદ અને કાળા આરસની તખ્તીઓની એ પાટ બનેલી હતી. રેશમી ચંદરવા

નીચે ખેલાડીઓનાં આસન ઢળાતાં. એ પાટ પર સોંગઠાંને બદલે દાસીઓ ઊભી રહેતી અને રમનારની સૂચના મુજબ ખસતી. સત્તા અને લક્ષ્મી શું નથી કરતા?

મરિયમ અને જોધબાઈના મહેલો પણ જોવા લાયક છે. આ વિશાળ ઈમારતોમાં કોતરકામ અને નકશીનો પાર નથી. કહે છે કે મરિયમના મહેલની ભીંતો પર તો સોનાનો ઢોળ દેવાયલો. હયશાળાનાં કડાંઓની હાર હજુએ અખંડિત છે. આ કડાંએ દરબારી ઘોડા બંધાતા.

પંચ મહાલ એટલે પાંચ મજલી મહેલ. આ મજલાઓ એક એકથી નાના થતા જાય છે. પાંચમો મજલો તો એક નાનો સરખો ઘુમટ છે. એની બાંધણી ચીનાઈ ઢબની છે એ પરથી માનવાને કારણ મળે છે કે એની રચનામાં ચીનાઈ કારીગરોનો હાથ છે. પંચ મહાલનો ઉપયોગ સાંજ સવાર શાહી બેગમો અને શાહજાદીઓને હવા ખાવા માટે થતો. સવારના ઊગતા સૂર્યના કોમળ તડકામાં સઘળાં અહીં બેસતાં અને સૂર્યસ્નાન કરતાં.

આમ સિક્રિ અકબરના સમયમાં ઊભું થયું,

ઘડીભર ચમકયું અને અકબરના મરણ સાથે એનો નાશ પણ થયો. એના પડવાનું મુખ્ય કારણ પાણીની તંગી. દિલ્હી આગ્રામાં જમનાને લઇને પાણીની ખોટ તો કદી પડે જ નહીંને.

## તાજમહાલ

તાજની પાછળ શાહજહાન અને મુમતાઝની અશ્રૂકથા છે. મુમતાઝ તે નુરજહાનની ભત્રીજી. એ સમયની સર્વોત્તમ સુંદરી. જહાંગીરની ઈચ્છાથી મુમતાઝ–શાહજહાનનાં લગ્ન થયાં. મુમતાઝથી શાહજહાનને ૧૪ બાળકો થયાં. ગાદીએ આવ્યા પછી એક વખત એ યુદ્ધમાં જતો હતો, સાથે મુમતાઝ પણ હતી. શેતરંજ રમતાં મુમતાઝ એકદમ ચમકી. એને એના ગર્ભમાંનું બાળક દડતું હોય એવી ભ્રાન્તિ થઇ. આથી માઠા અપશુકન બીજા કયા હોય ? ત્યારથી એની તબીઅત લથડી. મરણ એને સમીપ લાગ્યું. શાહજહાને એને દિલાસો આપવા ઘણા પ્રયત્નો કર્યા, પરંતુ શાહના દિલાસાએ કે હકીમોના ઉપચારોએ કશી અસર કરી નહિ. દિવસે દિવસે એનું શરીર લેવાતું ચાલ્યું, કાન્તિ ફીકી પડી, જીવનશક્તિ ઘટતી ગઈ અને છેવટે અંતિમ ઘડી આવી લાગી.

મુમતાઝે છેલ્લો શ્વાસ લીધો. પરંતુ તે પહેલાં શાહજહાન પાસે બે વરદાનોની માગણી કરી. એક તો શાહજહાંએ ફરીથી લગ્ન ન કરવું જેથી કુટુંબમાં કલેશ ન થાય, અને બીજી માગણીમાં પોતાના મૃતદેહ પર આલેશાન કબર બંધાવવી એ હતું. શાહજહાંએ બન્ને વચનો પાળ્યાં. આમરણાન્ત એણે બીજી બેગમ કરી નહિ અને તાજમહાલ સમી સુંદર કબર બંધાવી.

તાજમાં પેસતાં એનો દરવાજો જ મુસાફરને મુગ્ધ કરે છે. એના ચાર ખૂણે ચાર મિનારા છે. વચમાં નાના નાના અગિયાર ઘુમટોની હાર છે. ૧૧૭ ફૂટની એની ઉંચાઈ છે. એની આરસની કમાન પર કુરાનની કલામો છે. એ કોરવામાં કોરનારની ખૂબી છે. કેટલે બધે ઊંચે છે છતાં દૃષ્ટિ સમક્ષ હોય એટલી એ મોટી દેખાય છે.

દરવાજામાં પેઠા એટલે આપણે બાગમાં આવીએ છીએ. બાગની આરપાર જતી નીકોથી બાગના ચાર ભાગ પડે છે. દરવાજાથી એ શરૂ થાય છે ને ઠેઠ તાજનાં પગથિયાં સુધી પહોંચે છે. વચમાં આ નીકોને કાટખૂણે જતી બીજી નીકો છે. અહીં પાણીનો હોજ છે. હમેશાં એ ભરેલો

હોય છે. એ હોજની રંગબેરંગી માછલીઓ જોતાં મજા પડે છે. આ નોકો પર હારબંધ આવેલાં સરૂનાં હરહમેશ લીલાં રહેતાં ઝાડ છે. તાજની સુંદરતામાં એ અજબ વધારો કરે છે. બાગમાં ફૂલના ક્યારા છે, લીલોતરી છે અને ફળાઉ ઝાડ પણ છે. તાજના કરતાં પણ જૂનું એક ઝાડ છે.

તાજની બે બાજુએ બે મકાનો છે. એક મસ્જિદ અને બીજું તે જમાતખાના. બન્ને એક જ સરખાં છે. એક સાથે ૫૫૦ આદમી નમાજ પઢી શકે એટલી આ મસ્જિદમાં બેઠકો છે.

તાજનાં પગથિયાં તરફ આવવા માંડીએ એટલે અંદર જવાનો દરવાજો, આજુબાજુના ચાર મિનારા અને આકાશે અડતો, સ્ફટિક જેવા ઉજળા આરસનો તાજનો વિશાળ ઘુમટ એક પછી એક આપણી નજર સમક્ષ આવી જશે. ફૂલોના ક્યારા, લીલોતરી, પેલાં સરૂની હાર, ચોમેર ઊડતા ફુવારા, જમનાના વિશાળ પટ પરથી આવતો ઠંડો મીઠો પવન અને એ સર્વની વચ્ચે આવેલો સર્વાંગે સુંદર એવો આ મકબરો એક સ્વર્ગીય વાતાવરણ ઊભું કરે છે. ઘડીકભર

મનમાં થાય છે કે આથી તે માનવજાતે કલ્પેલા સ્વર્ગમાં વધારે સુંદર શું હશે? મુસાફરની આંખ ઠરી શકતી નથી. હરકોઇ ચીજ એને આકર્ષે છે. એક સાથે આ અનેરું સૌંદર્ય જોઈ લેવા એ યત્ન કરે છે.

દરવાજામાં પેસી નીચે ઊતરીએ એટલે મુમતાઝ અને શાહજહાંની કબરો આવે છે. આરસનો એ સફેદ ઓરડો છે. દીવાલમાં એક બાજુ બાકોરું છે, તેમાંથી ધ્રુવનો તારો ચોકખી રાતે દેખી શકાય છે. શાહજહાંએ પોતાની કબર માટે કાળા આરસનો આવો જ તાજમહાલ બંધાવવા મનસૂબો કરેલો, પરંતુ મનુષ્યના સઘળા મનસૂબા ફળતા નથી. સીડી ચઢી ઉપર આવીએ એટલે ખરી કબરોની ઉપરની સ્મારક-કબરો છે. એની આજુબાજુ આરસની પેલી અણમોલી જાળીઓ છે. કેવી સુંદર અને કેટલો અથાગ પરિશ્રમ એજ વિચાર આપણા મગજમાં રમી રહે છે. અંદરનો ઘુમટ, જુદી જુદી જમીન પરની આકૃતિઓ, નકશીમય ફૂલવેલો સઘળાં અનેરી શોભા ઉપજાવે છે. મુસાફર જોઇ જોઇ ધરાય છે અને કમને પાછાં પગલાં માંડે છે.

તાજને સવારમાં જુઓ, બપોરે જુઓ, આથમતા સૂર્યના આછા પ્રકાશમાં જુઓ તો હરેક વખતે એ જુદો લાગશે. પલટાતા સમય પ્રમાણે જાણે એનું સૌન્દર્ય પણ પલટાતું ન હોય! પરંતુ એની ખરી ખૂબી તો પૂર્ણિમાની ચાંદનીમાં આવે છે. વાદળાં વગરના આકાશમાંથી ચંદ્રનાં કોમળ કિરણો એના સફેદ આરસ પર પડે છે અને બીજી બાજુ જમનાનાં આછાં ભૂરાં નીર પર પડે છે ત્યારે સઘળું સફેદ સફેદ થઇ રહે છે. મનુષ્ય કોઇ અજબ શાન્તિ આ સમયે મેળવે છે.

આમ તાજનાં જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે. તાજનું સૌન્દર્ય વર્ણવવાને કોઈએ એને "આરસનું કાવ્ય" તો કોઇએ "આરસના સ્વીન" તરીકે સંબોધ્યો છે. એથી આગળ વધી એક લેખકે તો એની એક પરી સાથે સરખામણી કરી છે. જમનાના કિનારે સફેદ વસ્ત્રો ધારણ કરી એ ઊભી છે. પેલા ચાર મિનારા તે એના અંગરક્ષકો છે. આવો સુશોભિત તાજ આગ્રામાં ઊભો છે. પણ હવે એ એકલા આગ્રાનો નથી રહ્યો. સારાએ જગતને શાહજહાંએ આપેલો એ

કલામય વારસો છે. આખોએ ઇતિહાસ ભુલાઈ જાય પરંતુ જ્યાં સુધી મોગલાઇ કલાકારીગરીના પરિપાક સમો તાજ ઊભો છે ત્યાંસુધી મોગલોને અને મુમતાઝ–શાહજહાંનને હિન્દ નહિ ભૂલે.

આ તાજને બાંધવા વીસ હજાર કારીગરોએ અથાગ પરિશ્રમ ઉઠાવ્યો. એક બે વર્ષ માટે નહિ પરંતુ વીસ વરસ સુધી. એ જમાનામાં એના ઘુમટની ૨૪૩ ફૂટની ઊંચાઇએ પત્થરો મૂકવા આજના જેવા cranes ઉંટડા ન હતા. એટલે કહે છે કે એટલી ઊંચાઇએ પહોંચતો બે માઇલ સુધીનો ઢાળ પડતો રસ્તો બાંધેલો. એના બાંધનારા કારીગરો એકલા હિન્દના નહિ પણ દેશ દેશાવરના હતા. લાખો રૂપિયાના ખર્ચે એ ઊભો થયો. એ પૂરો થયા બાદ શાહજહાંએ એને જોયો હશે ત્યારે એના હૃદયમાં શા શા ભાવો સ્ફૂર્યા હશે ?

આગ્રાની આ અજોડ ઇમારતો જોઇ દરેક પ્રવાસીના મનમાં એક પ્રશ્ન ઊઠશે કે આજનું આ કંગાળ હિન્દ કયાં અને મોગલ સમયનું હિન્દ કયાં ? પ્રથમથી જ હિન્દ નિર્ધન હોય તો એના રાજવીઓ આવી મહેલાતો કેમ બંધાવી

શકે ? એ જમાનાનું હિન્દ ગરીબ ન હતું પણ તવંગર હતું. એની દોલત અને વેપારે પરદેશીઓને આકર્ષ્યા. એ પરદેશીઓ હિન્દમાં આવ્યા, હિન્દના માલિક બન્યા, પણ હિન્દમાં ન રહ્યા અને 'બાદશાહ ત્યાં બજાર' એ ન્યાયે હિન્દની અઢળક દોલત પરદેશોમાં ખેંચાઇ ગઈ.

## આગ્રા શહેર

આ તો આગ્રાની ઇમારતોની વાત થઈ. આજે આગ્રા પાટનગર નથી, છતાં હિન્દનાં મુખ્ય ગણાતાં શહેરોમાંનું એક છે. બે લાખ જેટલી એની પચરંગી વસ્તી છે એનું કારણ જમનાની ખીણમાં એ આવેલું છે. શહેરનો વેપાર એટલો બધો ખીલેલો છે કે એને આઠ જેટલાં રેલ્વેનાં સ્ટેશનો છે. એના બજારોમાં અને મહોલ્લાઓમાં ભાત ભાતની વસ્તુઓ દૂર દૂરના મુસાફરોને ખરીદવાની મળે છે. આગ્રા એના ભરતકામ, કોતરકામ અને આરસના કામ માટે મશહૂર છે. ઇદ, બારી ઇદ, મહોરમ, હોળી, દીવાળી કે નવચંડીના તહેવારોમાં આગ્રાની શોભા અનેરી બને છે.

આપણા ગુજરાતથી આગ્રા દૂર ઉત્તરમાં

આવ્યું છે. વડોદરાથી બી. બી. એન્ડ સી. આઇ. ને રસ્તે ૫૭૭ માઈલનું એનું અંતર છે. શિયાળામાં અહીં અતિશય ઠંડી પડે છે અને ગરમી પણ એટલી જ. વરસાદ ઓછો છે એટલે આગ્રા છોડી સહજ દૂર જઈએ તો એ પ્રદેશના કૃષિજીવનમાં જમનાનું સ્થાન કેટલું છે તે જણાશે. ખેતરોમાં ઊભા પાકને ખેડૂતો નહેરોથી પાણી પૂરું પાડે છે. ગુજરાતમાં આવી એકે નહેર નથી એટલે આગ્રાના ગુજરાતી પ્રવાસીને નહેરો જોવા પણ અહીં મળશે.

આમ આગ્રા એક ઐતિહાસિક નગર છે. એની મહેલાતો, કબરો અને મસ્જિદો મોગલાઈ સ્થાપત્ય અને શિલ્પકળાના અજોડ નમૂનાઓ છે. એનો તાજ જોવા દુનિયાભરનો હરકોઈ પ્રવાસી તલસે છે અને એ જોઇ આશ્ચર્ય પામે છે.



## ચોથી શ્રેણી

૬૧ શ્રી ગજાનન
૬૨ શ્રી કાર્તિકેય
૬૩ ચંદ્રહાસ
૬૪ ભક્ત સુધન્વા
૬૫ શ્રીહર્ષ
૬૬ રસકવિ જગન્નાથ
૬૭ ભક્ત નામદેવ
૬૮ શ્રીહેમચંદ્રાચાર્ય
૬૯ છત્રપતિ શિવાજી
૭૦ સમર્થ સ્વામી રામદાસ
૭૧ ચાંદબીબી
૭૨ ગુરુ નાનક
૭૩ મહાત્મા કબીર
૭૪ ગૌરાંગ મહાપ્રભુ
૭૫ લાલા લજપતરાય
૭૬ શ્રી ચિત્તરંજનદાસ
૭૭ શ્રી ત્રિભુવનદાસ ગજ્જર
૭૮ શ્રી સુરેન્દ્રનાથ બેનરજી
૭૯ શ્રી વિજયધર્મસૂરિ
૮૦ બાબુ રાજેન્દ્રપ્રસાદ

## પાંચમી શ્રેણી

૮૧ પાર્વતી
૮૨ શ્રી શંકરાચાર્ય
૮૩ શ્રીમદ્‌વલ્લભાચાર્ય
૮૪ શ્રી માધવાચાર્ય
૮૫ શ્રી રામાનુજાચાર્ય
૮૬ મહારાજા કુમારપાળ
૮૭ ગુરુ ગોવિંદસિંહ
૮૮ રણજીતસિંહ
૮૯ લક્ષ્મીબાઈ
૯૦ શ્રી કેશવચંદ્રસેન
૯૧ શ્રી ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર
૯૨ મહાદેવ ગોવિંદ રાનડે
૯૩ દાદાભાઈનવરોજી
૯૪ શ્રી ગોપાળકૃષ્ણ ગોખલે
૯૫ સ્વામીશ્રદ્ધાનંદજી
૯૬ શ્રી ગોવર્ધનરામ
૯૭ શ્રી જવાહરલાલ નેહરુ
૯૮ સુભાષચંદ્ર બોઝ
૯૯ શ્રી સેનગુપ્તા
૧૦૦ તારામંડળ

## છઠ્ઠી શ્રેણી

૧૦૧ મહાદેવી સીતા
૧૦૨ નાગાર્જુન
૧૦૩ કર્મદેવી અને મેવાડની વીરાંગનાઓ
૧૦૪ વીર વનરાજ
૧૦૫ હૈદરઅલી
૧૦૬ મહાકવિ પ્રેમાનંદ
૧૦૭ સર ટી. માધવરાવ
૧૦૮ જામ રણજીત
૧૦૯ ઝંડુભટ્ટજી
૧૧૦ શિલ્પી કરમારકર
૧૧૧ કવિ દલપતરામ
૧૧૨ સ્વ. હાજીમહમ્મદ
૧૧૩ વીર લધાભા
૧૧૪ સૌંદર્યધામકાશ્મીર
૧૧૫ નૈનિતાલ
૧૧૬ ગિરનાર
૧૧૭ દ્વારકા
૧૧૮ પાટનગર દિલ્હી
૧૧૯ મ્હૈસુર
૧૨૦ તાજમહાલ

## સાતમી શ્રેણી

૧૨૧ શ્રી ઋષભદેવ
૧૨૨ ગોરક્ષનાથ
૧૨૩ વીર કુણાલ
૧૨૪ અકબરશાહ
૧૨૫ મહામંત્રી મુંજાલ
૧૨૬ કવિ દયારામ
૧૨૭ જય કૃષ્ણ ઈંદ્રજી
૧૨૮ શ્રી સયાજીરાવ ગાયકવાડ
૧૨૯ મહાવીરપ્રસાદ દ્વિવેદી
૧૩૦ મહાકવિ નાનાલાલ
૧૩૧ પ્રો. રામમૂર્તિ
૧૩૨ અબદુલગફારખાન
૧૩૩ સોરઠી સંતો
૧૩૪ નેપાલ
૧૩૫ મહાબળેશ્વર
૧૩૬ અમરનાથ
૧૩૭ બદરીકેદારનાથ
૧૩૮ કલકત્તા
૧૩૯ પાટણ
૧૪૦ અનુપમ ઇલુરા

# વિદ્યાર્થી વાંચનમાળા

## આઠમી શ્રેણી

૧૪૧ ગુરુ દત્તાત્રેય
૧૪૨ ઉદયન–વત્સરાજ
૧૪૩ મહાત્મા આનંદઘન
૧૪૪ વસ્તુપાળ-તેજપાળ
૧૪૫ શામળભટ્ટ
૧૪૬ કવિ નર્મદ
૧૪૭ વીર સાવરકર
૧૪૮ જમશેદજી ટાટા
૧૪૯ કવિ કલાપી
૧૫૦ પ્રો. સી. વી. રામન
૧૫૧ શાહ સોદાગર જમાલ
૧૫૨ શિલોંગ
૧૫૩ શ્રીમતી કસ્તુરબા
૧૫૪ દાર્જીલીંગ
૧૫૫ ઉટાકામંડ
૧૫૬ જગન્નાથપુરી
૧૫૭ કાશી
૧૫૮ જયપુર
૧૫૯ હૈદ્રાબાદ
૧૬૦ કાવેરીના જળધોધ

## નવમી શ્રેણી

૧૬૧ સંત જ્ઞાનદેવ
૧૬૨ શ્રીસિદ્ધસેનદિવાકર
૧૬૩ ઉપા. યશોવિજયજી
૧૬૪ વીર બાલાજી
૧૬૫ નાના ફડનવીસ
૧૬૬ શ્રી. દ્વિજેન્દ્રલાલરાય
૧૬૭ રાજારામમોહનરાય
૧૬૮ શ્રી અમૃતલાલ ઠક્કર
૧૬૯ પં. વિષ્ણુ દિગંબર
૧૭૦ શ્રીરામાનંદ ચેટરજી
૧૭૧ પં. ભગવાનલાલ ઈંદ્રજી
૧૭૨ ડૉ. પ્રફુલ્લચંદ્ર રાય
૧૭૩ મૌ. અબુલ કલામ આઝાદ
૧૭૪ શ્રી. રાજગોપાલાચારી
૧૭૫ પાવાગઢ
૧૭૬ રામેશ્વર
૧૭૭ તારંગા
૧૭૮ મુંબઈ
૧૭૯ આગ્રા
૧૮૦ અજંતાની ગુફાઓ

## દસમી શ્રેણી

૧૮૧ શ્રી એકનાથ
૧૮૨ હજરત મહ પયગમ્બર
૧૮૩ અશો જર
૧૮૪ મહારાણી ર હ્યાબાઇ
૧૮૫ શ્રી અવનીંદ્રનાથ ઠાકુર
૧૮૬ શ્રી રમેશચંદ્ર દત્ત
૧૮૭ શ્રી ગૌરીશંકર ઓઝા
૧૮૮ શ્રી કૃષ્ણમૂર્તિ
૧૮૯ સંતકવિ પદિયાર
૧૯૦ ચિત્રકાર રવિવર્મા
૧૯૧ ડૉ. અન્સારી
૧૯૨ હિંદના અદ્ભુત યોગીઓ
૧૯૩ આબુ
૧૯૪ શત્રુંજય
૧૯૫ ગોમટેશ્વર
૧૯૬ અમદાવાદ
૧૯૭ લખનૌ
૧૯૮ વડોદરા
૧૯૯ ગીરનાં જંગલો
૨૦૦ શ્રેણી ને સંપાદક

મુદ્રક અને પ્રકાશકઃ–ધીરજલાલ ટોકરશી શાહ,
જ્યોતિ મુદ્રણાલય, પાનકોર નાકા, જુમ્મા મસ્જીદ સામે–અમદાવાદ